# પારસીઓ શા કારણે બહાઈ થઈ જાય છે?





લેખક:
નરીમાન મંચેરજી ખંભાતા

# પારસીઓ શા કારણે બહાઈ થઈ જાય છે?



લેખક:
નરીમાન મં. [illegible] અ[illegible].



થોડાક સમયથી પારસી કોમમાં એક ભારે ચિંતા ઉત્પન્ન થઈ છે, અને તે બહાઈઝમના પ્રચારના ભય માટે છે. અમદાવાદમાં થોડાક પારસીઓ બહાઈ થયાના સમાચાર મુંબઈનાં છાપામાં વાંચ્યા બાદ કોમમાં એક જાતની જાગૃતિ પેદા થવા પામી, અને એ સામે લડત લડવા અને પારસી કોમને પોતાના ધર્મની બુલંદી સમજાવવા પારસી ધર્મરક્ષકોએ પ્રયાસ કર્યો. તેઓનું ધારવું હતું કે પારસી કોમ પોતાના ધર્મથી નાવાકેફ હોવાને લીધે તેઓ પરધર્મમાં વટલાઈ જતા હતા. એ જ સમય દરમ્યાન મુંબઈના

છાપામાં એક ભાષણની જાહેરાત બહાઈઓ તરફથી આપવમાં આવી હતી કે રવિવાર તેઓના હોલમાં "બહાઈઝમને બીજા ધર્મો સાથે શું સંબંધ છે?" એ વિષય ઉપર તેઓના અગ્ર વક્તા અને પ્રચારક મીસીસ શીરીન ફોજદાર બોલનાર હતા. હું બહાઈઝમથી બિલકુલ નાવાકેફ હતો, પણ મારા પોતાના ધર્મનું થોડુંક ભાન હતુ એટલે આ મશહૂર પ્રચારક શું કહેવા માગે છે તે જાણુવા બોરીબંદર ઉપર આવેલા બહાઈ હોલ તરફ મારી નોટબુક સાથે મેં પગલાં લંબાવ્યાં. બહાઈ હોલમાં તે વખતે દરેક ધર્મના અનુયાયીઓ હાજર હતા. તેમાં થોડા પારસીઓ પણ સામેલ હતા. વક્તાએ વિદ્વતાથી લાંબુ ભાષણ કર્યું જેમાં સમજાવ્યું કે દરેક ધર્મના બે ભાગ હોય છે. એક ભાગમાં પેગમ્બરો યા અવતારો ખુદાની શક્તિ, એકતા અને તેને સઘળાના પેદા કરનાર તરીકે ઓળખાવે છે. બીજા ભાગમાં તે કિરતારને પૂગવાને માટે કયો માર્ગ અખત્યાર કરવો તે વિષે છે. હું અત્રે જરથોસ્તીઓને જે ભાગ લાગુ પડે છે તે ભાગનો

આ ભાષણમાંથી ઉતારો આપું છું. દરેક ધર્મ મનશની, ગવશની, કુનશની ઉપર જ રચાએલો છે. કોઇપણ ધર્મે ખરાબ વિચાર, ખરાબ વચન અને ખરાબ કામ કરવાને કહ્યું જ નથી. અને તેથી કોઇ પણ એક ધર્મ એ ત્રણ કાનૂનને પોતાના એકલાની માલેકીના કહિ શકે જ નહિ. હવે દરેક ધર્મે પોતાના વખત અનુસાર મન-શની, ગવશની અને કુનશનીનું વીગતવાર વર્ણન કર્યું છે. કારણ એક જમાનામાં જે ચીજને આપણે કુનશની એટલે સારાં કામ ગણીએ છીએ, તે બીજા જમાનામાં તેથી ઉલટું જ ગણાય. જેમકે જરથોસ્તી કાયદા પ્રમાણે એક જરથોસ્તી જો વાઢકાપની વિદ્યાનો અભ્યાસ કરવા ચાહે તો તે પહેલો એક અજરથોસ્તી ઉપર કાપ મુકી તેને વાઢે ને પછી જો તે અજરથોસ્તી મરી જાય તો એક બીજા અજરથોસ્તી ઉપર વાહડકાપનો અખતરો અજમાવે અને તે પછી ત્રીજા અજરથોસ્તી ઉપર અજમાવે. પણ જો ત્રણે અજરથોસ્તી મરી જાય તો તે જરથોસ્તી બીજા જરથોસ્તી ઉપર કદી પોતાનો અખતરો અજમાવે નહિ, અને જો તેમ કરે તો તે

વિદ્યાના શીખનારનો હાથ કાપી નાખવો (વંદીદાદ, પરગરદ ૭મી ૩૬, ૩૭). હવે ક્રાઇસ્ટના કાયદામાં એને કુનશની એટલે સારૂં કામ નહિ પણ તેથી ઉલટું જ ગણાશે. કારણ મનુષ્યજાતિની ઉપર અને તે બી આપણા ધર્મનો નથી તેથી તેના ઉપર જેમ કૂતરાં, બિલાડાં ઉપર કરે તેવા અખતરા કરવા એ ધાર્મિકપણું નહિ પણ ક્રૂરતા કહેવાય.

ક્રાઇસ્ટના વખતમાં એક ઓરત ઉપરાંત જો બીજીને પરણવાનો વિચાર કરે તો તે મનશની એટલે સારો વિચાર નહિ પણ ખરાબ વિચારે ગણાય; જ્યારે ઇસ્લામમાં ચાર ઓરત કરે ત્યાં સુધી એ ખરાબ વિચાર ગણાતો નહિ.

જરથોસ્તીઓ પોતાની બંદગીમાં દુરવંદોને માટે એટલે પારકા ધર્મવાળાઓ માટે તંગી, વિપત્તિ અને આફત ચાહે (ઇજશ્ની ૮, ૮) તો તે ગવશની એટલે સારી વાણીમાં શુમાર થતાં હતાં! પણ ક્રાઇસ્ટને શૂળીએ ચડાવ્યો ત્યારે તે વખતે પણ તેણે ખુદા પાસે

પ્રાર્થના કરી કે એ પ્રભુ! આ મને સતાવનારાઓને તું માફ કર, કારણ તેઓ આ શું કરી રહ્યા છે તે જાણતા નથી. એટલે એક ક્રીશ્ચીઅનની નજરે ઉપલી જરથોસ્તી બંદગી તે ગવશની એટલે સારી વાણીમાં ખપી શકે નહિ.

હરેક ધર્મ સમય અને માણસજાતની સમજવાની શક્તિ પ્રમાણે કેળવણી આપે છે. જેમ જેમ મનુષ્યજાત વધુ અને વધુ કેળવાતી જાય છે તેમ તેમ તેને માટે ખુદા તરફથી પેગમ્બરો મોકલાતા રહ્યા છે. ખુદાના આ કાનૂનને કોઇ તોડી શકનાર નથી. ખુદાના હાથ કોઈ બાંધી શકનાર નથી કે એ ખુદા હમારે માટે તેં એક પેગમ્બર મોકલ્યો હતો તેનો હમે સ્વીકાર કર્યો છે, પણ હવેથી પછી બીજા કોઇ પેગમ્બરને હમારે માટે મોકલીશ નહિ, કારણ હમો તેને ઇચ્છતા નથી!

હરેક પેગમ્બરોને જ્યારે આવે છે ત્યારે પોતાની અગાઉ આવી ગયેલા પેગમ્બરોની ઉમદા તારીફ

કરે છે અને ભવિષ્યમાં આવનાર પેગમ્બર માટે આગાહી કરે છે. આ જમાનાને માટે દરેક પેગમ્બરે ભવિષ્યવાણી કરી છે, દુન્યાને માથે જે જે આફતો અને ભય ઝઝુમે છે તેનું વર્ણન કર્યું છે અને સાથે સાથે એક મહાન અવતાર જન્મ પામી આખી દુન્યાના અધર્મીઓનો નાશ કરી ધર્મીઓનો વિજય સ્થાપશે એવું ભાખ્યું છે. તે પછી આ બાનુ વક્તાએ ગીતા, તોરાત, બાઇબલ, કુરાન, અને બીજાં ધર્મશાસ્ત્રોમાંથી ફકરાઓ ટાંકી પોતાની દલીલો રજૂ કરી હતી, અને બહાઉલ્લાને આ સઘળા ધર્મોના ભવિષ્યના રાહબર તરીકે ઓળખાવ્યા.

આ જમાનામાં દુન્યાના જુદાજુદા ધર્મોને માટે જુદાજુદા પેગમ્બરો આવી શકે જ નહિ, કારણ તેમ કરવાથી જે વિશ્વધર્મ અને વિશ્વશાંતિની ભવિષ્યવાણી કરી છે તે ફળીભૂત થઈ શકે નહિ અને જુદાજુદા ધર્મો પાછા પોતપોતામાં લડયા કરે.

જરથોસ્તી ધર્મપુસ્તકમાં સોશીયોસને માટે

ઇશારો છે અને ફુરશીદર બામી અને શાહ બેહરામની રાહ જરથોસ્તીઓ જોઇ રહ્યા છે તે બાબ અને બહાઉલ્લાહ છે.

મીસીસ ફેઝદારે ઘણો અફસોસ જાહેર કર્યો કે જરથોસ્તીઓ પાસે ગાથા સિવાય બીજી કોઈ પણ સત્તાવાર કિતાબ હાથમાં નથી; અને આ આવનાર મહાન અવતારને માટે જરથોસ્તસાહેબ જેવા પેગમ્બરે જે ભવિષ્યવાણી કરી હશે તે તો પરસી-પોલીસમાં દારૂની જુમમાં એલકઝાન્ડરે લગાડેલી આગમાં ભસ્મ થઇ ગયું લાગે છે. એ તો માનવું અશક્ય છે કે જરથોસ્ત સાહેબ જેવા પેગમ્બર ભવિષ્યમાં આવનારની આગાહી ન કરી શકયા હોય.

બહાઉલ્લાહ જરથોસ્તીઓના ભવિષ્યના પેગમ્બર છે એ દાવો કર્યાથી એમને કાંઇ ફખર યા મગરૂરી કરવા જેવું ગઈ સદીમાં તો હતું જ નહિ. કારણ ઇરાનમાંથી દસથી બાર હજાર જરથોસ્તીઓની જે અછૂત કોમ જેવી સ્થિતિ હતી તેના પેગમ્બર હોય તો શું

અને ન હોય તો ? શું મુંબઈમાં કેટલા પારસીઓ છે, તેઓની શું હાલત છે ( સો વરસ ઉપર હિંદના પારસીઓની હાલત કાંઈ મગરૂરી લેવા જેવી તો હતી જ નહિ ) તે વિષે ઇરાનના જરથોસ્તીઓ અજાણ હતા. એ તો બહાઉલ્લાહે દાવો કર્યો બાદ માણેકજી લીમજી હાતરીઆ ઇરાની સરકારનો જાસુસ હોવા છતાં બગદાદ જઇને બહાઉલ્લાહને મળી શકયા અને ત્યાર પછી જ જઝીઆ કરવેરો જરથોસ્તીઓ ઉપરથી હટાવી શકયા હતા. કાઉન્ટ લીઓ ટોલસ્ટોય જે દુન્યાના મહાન લેખક અને ફિલસુફ ગુરુ તરીકે જગમશહૂર છે તે બહાઉલ્લાને માટે લખે છે કે "આપણે આખી જિંદગીભર સરજનનો ભેદ ઉકેલવા મથી રહ્યા છીએ. પણ એ ભેદની ચાવી પેલેસ્ટાઇનમાં અક્કાના કેદખાનામાં બહાઉલ્લાહ નામના એક કેદી અને દેશવટો ભોગવનાર પાસે છે." એવા એક મહાન કેદીને આ મૂઠીભર અને દુન્યામાં ન જણાયેલી અને પડતર પારસી કોમ તેના સોશીઓસ યા શાહ બેહરામ કહે યા ન કહે તેથી બહાઉલ્લાના દરજ્જાને

આંચ આવી શકે નહિ.

મૂળ મુદ્દો તો એ જ છે તે સાસાન વંશનો હોવો જોઇએ અને ઇરાન સરઝમીનથી પેદા થવો જોઇએ—નહિ કે ચીન યા હિંદુસ્તાનથી. આજે આખી દુન્યામાં કોઈ પણ સાસન વંશનો પુરુષ જરથોસ્તી રહ્યો નથી, અને સાસાનવંશથી ઊતરેલો જે કોઇ જીવતો હશે તે ધર્મે મુસ્લિમ યા બહાઇ હશે. બહાઉલ્લાહ સાસાન વંશના જ હતા. યઝદેગરદ શહેરયારના વંશથી હતા અને ચારસો વરસ અગાઉ તેમના ખાનદાનને મુસલ્લમાન બનાવવામાં આવ્યા હતા. બહાઉલ્લાહ એક સાધારણ સ્થિતિના માણસ નહિ હતા, પણ એક ઘણા જ તવંગર વઝીરના દીકરા હતા. જરથોસ્તીઓ કહે છે કે તે લશ્કર લઇને આવશે અને જરથોસ્તી દીનનો જ ફેલાવો કરશે. તે જ પ્રમાણે ક્રીશ્ચીઅનો કહે છે કે તે આવીને ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરશે. અને મુસ્લિમ પ્રજા માને છે કે તે આવનાર ઇસ્લામનો ફેલાવો આખી દુન્યામાં કરશે. પણ આપણે ધાર્મિક ઇતિહાસમાં જોઈશું

તો માલમ પડશે કે કોઇ પેગમ્બર આવીને આગલા ધર્મનો ફેલાવો કરતો જ નથી, જેમકે જરથોસ્તે આવી ઇરાનમાં હોશંગી દીન હોવા છતાં પોતાની નવી દીન સ્થાપી. અને હોશંગના માનનારાઓ પોતાનો ધર્મ તજીને જરથોસ્તી બન્યા તો કોઇની મગદૂર નથી કે કહે કે તેઓ હોશંગને બેવફા બન્યા પણ ઉલટા તેઓ જ હોશંગના ખરા માનનારા હતા કે જરથોસ્ત સાહેબને પીછાણી તેની તરફ વળ્યા. કોઇ પેગમ્બર લશ્કર લઇને આવતોજ નથી. ક્રાઇસ્ટને માટે પણ યાહુદીઓની કિતાબમાં હતું કે તે લશ્કર લઇ ને આવશે અને યાહુદીઓનો રાજા થશે. પણ ઇતિહાસ સાબિત કરે છે કે ક્રાઇસ્ટ જ યાહુદીઓને માટે ભવિષ્યવાણી કરેલો જ પેગમ્બર હતો. યાહુદીઓ હજી પણ આ સચ્ચાઇ કબૂલ કરતા નથી, પણ ઇશ્વરનો કોપ એ કોમ પર ક્રાઇસ્ટનો ઇન્કાર કર્યો પછીથી ઉતરતો જ રહ્યો. છે, અને હજી તે ચાલુ જ છે.

નવો પેગમ્બર જે આવશે તે ઇશ્વરી દીન ફેલા-

વશે અને તે દીનને શું નામ આપવું તે કામ આપણું નહિ પણ પરવરદેગારનું છે. દીન એક જ છે. સઘળા પેગમ્બરો ઈશ્વર તરફથી આવ્યા છે અને આવતા રહેશે. ધર્મોનાં જુદાંજુદાં નામ આપી ભેદભાવ ઈન્સાને પેદા કર્યો છે. પેગમ્બરો આવી સઘળાને ખુદા તરફ ખેંચવાની કોશિશ કરે છે. જે લોક તે અવાજ કબૂલ કરી તેની તરફ ઢળે છે તે ખુશનસીબ છે કારણ તે અમર થઈ જાય છે. અને જે હૃદયનો પાક હોતો નથી તે પોતાના જ્ઞાન પર મુસ્તકીમ રહી પોતાના પેગમ્બરને ખરી રીતે બેવફા બને છે, કારણ તે પોતાના જ પેગમ્બરને જે નવા અવતારના સ્વરૂપમાં આવ્યો છે તેને ઓળખતો નથી. બહાઉલ્લાહે દુન્યામાં વિશ્વધર્મ સ્થાપવા અને એકતા ઉત્પન્ન કરવાને માટે પ્રયત્નો કર્યા તેના બદલામાં ઈરાની પ્રજા અને રાજા તરફથી એમને ડામ દેવામાં આવ્યા, ચાબુકનો માર પડયો અને ચાલીસ વરસો સુધી જેલ અને કારાવાસમાં રહ્યા, પણ બહાઉલ્લાહ પોતાના કામમાં સફળ થયા. તેવણની આમદ પછીથી જ પેલી અદ્ભુત

ગણાતી જરથોસ્તી કોમની હાલત સુધરી, જરથોસ્તી દીનને માનની નજરે મુસલમાનો જોવા લાગ્યા, જઝીઆ ટેક્ષ જે આપવો પડતો તે નાબૂદ થયો અને જરથોસ્તીઓની જે ઢેડ ભંગી જેવી સ્થિતિ હતી તે એટલી હદ સુધી સુધરી ગઈ કે આજે તેઓ ઇરાનની પારલામેંટમાં પણ બેસી શકે છે.

બહાઉલ્લાહે દરેક ધર્મવાળાઓને પોતાના ધર્મનો પૂરો અભ્યાસ કર્યા પછી જ બહાઇ ધર્મની સચ્ચાઇ પિછાણવા કહ્યું છે. તે મુજબ જરથોસ્તીઓને પણ પોતાના ધર્મનો અભ્યાસ કરવા ઉત્તેજન આપવું જોઇએ. કારણ કે જેમ જેમ દરેક જરથોસ્તી પોતાના ધર્મથી વાકેફ થતો જશે તેમ તેમ તે જલદી બહાઇ બનશે. માટે દરેક જરથોસ્તીને ગાથા, વંદીદાદ, યજશને, વગેરેનો અભ્યાસ કરવા પહેલે કહેવું અને પછી બહાઈ ચોપડીઓ વાંચવા આપવી. ત્યાર પછી બહાઈઓનું કામ ઘણું આસાન થઈ જાય છે. જ્યાં સુધી એક જરથોસ્તી પોતાના ધર્મથી નાવાકેફ હોય છે,

ત્યાં સુધી એ બહાઇ તાલીમની બુલંદી સમજી શકતો નથી. માટે તેને જરથોસ્તી પુસ્તકોનો જ અભ્યાસ કરવા પહેલે ઉત્તેજન આપવું જોઈએ."

આ ઉપલું ભાષણ સાંભળ્યા છતાં હું નહિ સમજી શકયો કે જરથોસ્તી ધર્મપુસ્તકોનો અભ્યાસ કર્યા બાદ એક માણસ વધુ સહેલાઇથી કેમ બહાઈ બની જતો હશે. કારણ કે વક્તાએ તો કહ્યું હતું કે જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં કોઈ સત્તાવાર દલીલ ભવિષ્યના આવનાર માટે રજૂ થઇ નથી, કારણ ચોપડીઓનો નાશ કરવામાં આવ્યો છે. આ કારણથી બહાઇ હૉલ છોડી જવા પહેલાં મેં શીરીન ફોઝદારને પૂછયું, કે એનો અર્થ શો હતો? ત્યારે એ બાનુએ જવાબ આપ્યો કે, "તમો પોતે તમારા ધર્મનો અભ્યાસ કરશો તો મારૂં કહેવું સહેલાઈથી સમજાશે, અને તમારા સવાલનો જવાબ તમો પોતે જ આપી શકશો."

થોડા દિવસ પછી મારા એક મિત્ર પાસેથી હું વંદીદાદ અને યજશનેની ચોપડીઓ લઇ આવ્યો.

ગાથા તો હું આગળ ઘણી વાર વાંચી ગયો હતો, એટલે આ બે ચોપડીઓની જરૂર બાકી હતી.

વંદીદાદાને માટે મને ઉત્તમ માન હતું, કારણ તે આપણી ધાર્મિક કાનૂનની ચોપડી ગણવામાં આવે છે. આપણે વંદીદાદ કરાવીએ છીએ અને દસ્તૂરોને મોટી રકમ આપી આપણા ગુજરેલાંઓને પેલી દુન્યામાં તેમ કરીને સારી જગ્યા અપાવીએ છીએ. પણ જ્યારે એ ચોપડીનો તરજુમો ગુજરાતીમાં હું વાંચી ગયો ત્યારે મને સખત આઘાત થયો અને શરમમાં મારૂં સર નમી ગયું. હું મારા વાચકના લાભ અર્થે થોડા ફકરા વંદીદાદના નીચે ટાંકી બતાવું છું કે જેથી આપણા જરથોસ્તીઓની આંખ ઉઘડે અને એવી વાહીઆત કેતાબને પોતાના ધર્મની કેતાબ તરીકે કદી પણ ન ઓળખાવે. એ વંદીદાદની કેતાબથી જરથોસ્તસાહેબનું હડહડતું અપમાન થયું છે. એમના દુશ્મનોએ એમને હલકા પાડવાની જ કોશિશથી એ કેતાબ લખી હશે.

પદગરદ ૩, ૧૮ — "નસાસાલારની આસપાસ દીવાલ ભરી દેવી, અને પછી હલકો ખોરાક અને હલકાં કપડાં આપવાં કે જેથી તે નબળો થાય અને પછી ૫૦, ૭૦ યા ૯૦ વરસનો થાય ત્યારે બીજા માઝદીઅરનાનો તેને ઊંચા પહાડ પર લઇ જઇ તેનું માથું કાપી નાખે અને તેનું કાલબુદ પક્ષીઓને ખાવા નાખે."

પરગરદ ૭, ૨૩ — "અએ શરીરી દુ-યાઓના પેદા કરનાર અશો અહુરામઝદા, જે માણસોએ મૂવેલા કૂતરાનો અથવા મૂવેલા માણસોનો નસો ખાધો હોય તેઓ કેવી રીતે પાક થાય?" એ દેખાડે છે કે અસલના જરથોસ્તીઓ માણસખાઉ હોવા જોઈએ.

પરગરદ ૯, ૪૭, ૪૮, ૪૯ — "અગર કોઇ યોઝદાથ્રેગર પાસેથી માઝદયરની દીનને લગતી પવિત્રાઇને લગતું કામ નહિ શીખ્યો હોય અને તે છતાં કોઇની ઉપર પાણી છાંટી તેને પાક કરવાની કોશિશ કરે તો તેને બેડીઓ બાંધે, તેનાં કપડાં કાઢી

નાખે અને તેનું માથું કાપી નાખે અને પક્ષીઓ આમળ તેનું કાલબુદ ખાવા નાખે."

પરગરદ ૧૦, ૩૦–૩૫—"અએ શરીરી દુન્યાના પેદા કરનાર અશો! અગર જો માઝદયસ્નીઓના ઘરમધે કૂતરું ઘેલું થવાથી મૂગું થયું હોય તો માઝ-દીઅસ્ની તેનો શું ઉપાય કરે?" (ત્યારે ખુદાએ શું વાહીઅત જવાબ આપ્યો તે વાંચો) "ત્યારે અહુરામઝદે કહ્યું કે છોલેલું લાકડું તેની ગરદનની મોહરા ઉપર સખત રીતે બાંધે. જો તે લાકડું સખત હોય તો તે છીતરડીના જેટલું મોટું, અને નરમ હોય તો તેથી બેવડું તેના મોઢા સાથે મજબૂત બાંધે. પછી તેને આજાર નહિ પહોંચે તેમ લાકડાંએ કરી મજબૂત બાંધે. જો તે કૂતરું પશુને યા માણસને કરડે તો તેનો જમણો કાન કાપી નાખવો. બીજી વાર કરડે તો ડાબો કાન કાપવો. ત્રીજી વાર કરડે તો જમણા પગની નેસ કાપવી; ચોથી વાર કરડે તો ડાબા પગની નેસ કાપવી. પાંચમી વાર કરડે તો તેની

પૂંછડી કાપવી.

આ પરગરદ ૧૩મું તો આખું વાંચવા લાયક છે, કારણ તેમાં જરથોસ્તસાહેબે હોરમઝદને એવા વિચિત્ર સવાલો કર્યા છે કે કોઇ ધારે કે સવાલ કરનાર અને જવાબ આપનાર બંને પોતાની બુદ્ધિ ખોઇ બેઠા છે.

૧૪ પરગરદ ૯થી ૧૮ — "પોતાના સ્વાનના છુટકારાને માટે તોજેશ તરીકે ભલી અશોઇએ કરી અશો મુરદોને કુંવારી અને કોઇની નજદીક નહિ ગયલી ( યાને હમબિસ્તર નહિ થયેલી ) એવી એક કન્યા આપવી જોઇએ. અએ શરીરી દુન્યાના પેદા કરનાર અશો ! તે કન્યા કેવી રીતની ? ત્યારે અહુરામઝદે કહ્યું કે પંદર વરસની ઉપરની, સારી ચાલની, કાનમાં લુલક સાથની બહેન અથવા તો છોકરીને અશો મરદોને નારીપણામાં આપવી." આ આખું પરગરદ પણ વાંચવા લાયક છે. કારણ તેમાં દસ્તુરોએ પોતાનો ધંધો જમાવવા અને બધી રીતે તૃપ્ત થવાનો સરલ

રસ્તો શોધ્યો છે; કારણ પંદર વરસની કન્યા ઉપરાંત તેઓને સારૂં મકાન, ગાદીતકીઆ, ચોદ પશુઓ, વહેતું પાણી, ફળદ્રુપ જમીન, વગેરે વગેરે આપવાનું કહ્યું છે. અને તેઓમાંના અઢાર અશો મરદોને ગોશ્તરોટીનો અને દારૂ તથા શરાબનો ખોરાક પૂરો પાડવો જોઈએ. હવે વાંચનારે વિચાર કરવો જોઇએ કે એક માણસ અશો શી રીતે રહી શકતો હશે જ્યારે પંદર વરસની છોકરી તેને વપરાસ માટે અપાય અને દારૂ સાથનું તેને ભોજન કરાવવામાં આવે? અહીં પેલા પારસી થીઓસોફીસ્ટોનું ગોસ્ત નહિ ખાવાનું પોકળપણું પણ સાબિત થાય છે, કારણ અશો માણસોને ગોશ્ત અને દારૂ સાથનું જમણ કરાવવાનું કહ્યું છે.

૧૫મી પરગરદ ૪૬ થી ૪૯—જરસ્થોસ્ત સાહેબ ખુદાને પૂછે છે કે "અએ શરીરી દુન્યાના પેદા કરનાર અશો! અગર માઝદયસ્નીઓ કુતરીને જીવતા જુરસાને (યાને હવસને) લગતો સંબંધ કરાવવા

ચાહે તો ગુનાહની શુમીઅત નહિ લાગે તેને માટે તેઓ કેવી રીતે કરે ? ત્યારે હોરમઝદે જવાબ દીધો કે તે માઝદયસની પશુઓની બેસવાની જ્યાં જગ્યા હોય ત્યાં ખાડો ખોદે. જો તે જમીન સુક્કી હોય તો અર્ધો પગ સુધી અને નરમ હોય તો અર્ધો માણુસપૂર ઊંડું અને કમર સુધી ખોદાવી જોઇએ. અને ત્યારપછી બચ્ચાં છોકરાંથી અને આતશથી દૂર તે કૂતરીને બાંધે કે તેઓને કરડે નહિ. અને જ્યાં સુધી કૂતરો બીજી જગ્યાએથી આવી પહોંચે ત્યાં સુધી તે કૂતરીની સંભાળ રાખે. તે પછી માઝદયસ્નીઓ એક બીજા કૂતરાને આવવા દે, અને દરેકને એક બીજાથી દૂર રાખે જેથી તેઓ એક બીજાને જખમ કરે નહિ. એ રવેશે તે કૂતરી ત્રણુ કૂતરાના સંબંધમાં આવવાથી બચ્ચાંસાથની થાય છે અને તેણીની ચૂંચીમાં દુધ આવે છે. વિગેરે"

આવી નમોજી અને નિર્લજ્જ વાતો ભંડાર વંદીદાદમાં સમાયેલો છે. તે દસ્તુરો પાસે ભણુાવવાથી

ગુજરેલાં જરથોસ્તી રૂવાનો શી રીતે બહેસ્તમાં પહોંચી શકતાં હશે તેનો વાચક વર્ગે ખ્યાલ કરી લેવો. કદાચ હવસથી ભરેલા જીવતા જરથોસ્તીઓ એવી સંભોગની વાતોથી જીવતા જ બહેસ્તમાં (?) જતા હોય તો કોણ જાણે !

૧૮ પરગરદ ૨૯—"જો કોઈ મારો શખસ 'પએહરશ' (યાને મરઘો) ના શરીરના જેટલો મોટો ગોસ્તનો કટકો આપે તો હું જ હોરમઝદ છું તે તેને બરતર બહેસ્તના માર્ગમાં જવાના કુશાદે રસ્તા તરફ બીજો કોઈ સવાલ હરગીઝ થઇને પૂછતો નથી." એ રીતે જોતા જરથોસ્તીઓને માટે સૌથી ઉત્તમ કુનશની યાને સારી કરણી તે મરઘાને ખવાડવાનું છે. પછી ગમે એટલાં બીજા પાપો કરે તો બી મરઘાને ખાવડયા પછી હોરમઝદની કાંઈ મજાલ છે કે બહેસ્તમાં જતા અટકાવે !

વંદીદાદ તે આપણી ધાર્મિક કાનૂની કિતાબ કહેવાય. પણ જુદાજુદા અપરાધોનું વર્ણન વાંચી

પુષ્કળ રમૂજ ઉત્પન્ન થાય છે, અને તેને માટે જે શિક્ષા ફરમાવી છે તે અચંબો પમાડનારી છે. ફારસીમાં કહેવત છે કે "નીમ હકીમ વ ખતરે જાન" યાને ઊંટ વૈદાંથી જાનનો જોખમ રહે છે અને તેવી જ રીતે વંદીદાદના હોરમઝદે બી બફાટ કરેલો લાગે છે.

ભરવાડના કૂતરાને, ખરાબ ખોરાક ખવાડનારને, એક માણસના ખૂન કરનાર કરતાં વધુ સજા ફરમાવી છે. એક ખૂની ફક્ત ૯૦ ફટકા ખાઇ છૂટી જઈ શકે છે; પણ કૂતરાના ખરાબ ધણીને ૨૦૦ ફટકાની સજા થાય છે.

તે જ પ્રમાણે જે જમીનમાં મુરદું દાટેલું હોય અને તે જમીન કોઈ શખસ એક વરસની અંદર ખેડે —તરતની સુવાવડી ઓરત પાણી પીએ—તરત મરેલાના ઘરમાં ધાર્મિક ક્રિયા કરે મુરદાને બરોબર નહિ બાંધવાના કારણને લીધે મુરદાં ખાનાર કૂતરાં અથવા પક્ષી મુરદાનો કોઇ ભાગ પાણી

અથવા ઓરવર નઝદીક ધસડી જાય તો એવા સઘળા ગુનાહકારોને બંસો ફટકા મારવાનું ફરમાવેલું છે. (એ રીતે ગીધો જે મરેલા પારસીઓના બદનના ટુકડા મલબાર હીલની અતરાફમાં નાખે છે તેને લીધે આખી પારસી કોમને ૨૦૦ ફટકા અને રૂવાનનું આખું શરીર ઢાંકી લઈ જાય છે તેને માટે ૮૦૦ ફટકા મારવાની સજા ખરી રીતે થવી જોઇએ.)

વળી જો કોઈ મુવેલાં માણુસ અથવા કુતરાંનું હાડકું બે પાંસળી જેટલું ભોંય પર નાખે તેને ૨૦૦ ફટકા, જે કોઈ છાતીના હાડકાં જેટલું નાખે તેને ૪૦૦ ફટકા, માથા જેટલું નાખે તેને ૬૦૦ ફટકા; અને મુરદાની લાશને આખી નાખે તેને ૧૦૦૦ એક હજાર ફટકા મારવા. જે કોઈ રીમન છતાં પાણીને તથા ઓરવરને અડકે તેને ૪૦૦ ફટકા; કોઈ મુવેલાને સુરવાળ પહેરાવે તેને ૬૦૦ ફટકા; જે મુએલાંનું આખું શરીર ઢાંકે તેને ૮૦૦ ફટકા; જે કોઈ નાના કુતરાને મારી નાખે તેને ૫૦૦ ફટકા, ખોવાઇ

ગયેલા કુતરાને મારી નાખે તેને ૬૦૦ ફટકા, પાસબાની કરનાર કુતરાને મારી નાખનારને ૮૦૦ ફટકા: વંઘહુહા પર કુતરાને મારનારને ૧૦૦૦ ફટકા; અને ઉદ્ર એટલે પાણીમાં રહેનાર કુતરાને મારનારને ૧૦૦૦૦ ફટકા મારવા. મોતની સજા માત્ર જે કોઇ ઠગાઇથી લોકોને પાક કરવાનું કામ માથે લે તેને માટે, જે નસેસાલાર એકલો મુરદાને ઊંચકી લઇ જાય અને અવલમંજલ પહોંચાડે તેને માટે; અને જે ઉદ્ર એટલે પાણીના કુતરાને મારી નાખે તેને માટે છે.

વંદીદાદની ૪ થી પરગરદ તપાસતાં માલમ પડે છે કે વહેવારી તથા ફોજદારી ગુનાહોનો ખીચડો કરી બંને જાતના કાયદા એકસરખા ગણે છે; બલકે વહેવારી કાયદા તોડનારને ફોજદારી કાયદા તોડનાર કરતાં વધારે ગુનેહકાર ઠગાવી સખ્ત શિક્ષા કરવાનું ફરમાવ્યું છે. એક શખ્સ બીજાને વહેતું લોહી નીકળે તેવો જખમ કરે કે સામો માણુસ મરી જાય તેને ફક્ત ૯૦ ફટકા મારવા; પણ જો કોઈ વચનને લગતો

કોલ તોડે તેને ૩૦૦ ફટકા, હાથ મસલેલો કોલ તોડે તેને ૬૦૦ ફટકા પશુની કિંમતનો કોલ તોડે તેને ૭૦૦ ફટકા. ઢોરની કિંમતનો કોલ તોડે તેને ૮૦૦ ફટકા, દેશની કિંમતનો કોલ તોડે તેને ૧૦૦૦ ફટકા મારવા.

વંદીદાદમાં કોઇ જગ્યાએ ચોરી અથવા છીનાળું અથવા બીજા સાંસારિક કાનૂનો ભંગ કરનારને ગુનાહોની સજા ફરમાવી જ નથી. આખી ચોપડીમાં રીમન કેમ થાય છે અને કેમ ગાયનું મૂતર પીને અને દીસે ચોપડીને પાક કરી શકાય છે તે પર પીંજણપાટલો કર્યો છે. કૂતરાઓથી જેટલું રીમન ( નાપાકી ) નહિ થાય તેટલી માણસોથી થાય છે. અને જો કે આજના જમાનામાં સાબિત થઈ ચૂક્યું છે કે બધી નાપાકી અને બીમારી માંખોથી ફેલાય છતાં વંદીદાદમાં માખ તેમ કરતી નથી એમ જણાવ્યું છે! એ કેતાબમાં કૂતરા, ગાય, ઢોર, બકરાં, મેઢાને માણસ કરતાં વધુ ઊંચો દરજ્જો આપ્યો છે.

કોમી બંધારણ 'શું હોવું જોઇએ, કેટલી બૈરીઓ

પરણી શકીએ, છૂટાછેડા આપી શકીએ કે નહિ, છોકરાછોકરીઓનો વારસો કેટલો આપવો, બૈરીઓને શું હકો આપવા, એ સઘળા જરૂરી કાનૂનો જે દરેક ધર્મમાં હોવા જોઇએ તે તો જરથોસ્તીઓ પાસે પોતાના ધર્મ તરફથી તો કાંઇ છે જ નહિ. ગઈ સદીમાં પારસીઓએ પારસી મેરેજ એકટથી પોતાને માટે કાયદાઓ ઘડ્યા, પણ તે અગાઉ તો જરથોસ્તીઓ એકથી વધુ બૈરાઓ પરણતા. ખુદ જરથોસ્તસાહેબને પણ ત્રણ બૈરીઓ હતી. આ દુન્યામાં કોમની ઉન્નતિ કરવા માટે તો કાંઈ ધાર્મિક કેતાબમાં મળી શકતું નહિ પણ મરી ગયા બાદ રૂવાનની ઉન્નતિને માટે પણ આપણો બધો આધાર બળદના પૂંછડાના બાલ ઉપર રાખ્યો છે, કારણ કે તે વરસ્યાજીની પૂંછડીનો બાલ લઇને જે આલાતની વીંટી બનાવે છે તેનાથી જ રૂવાનને માટે ક્રિયા થઈ શકે છે. તે વિના કાંઇ થઈ શકતું નથી. તેટલામાં ભોગજોગે વરસ્યાજીનું (બળદનું) પોતાનું જ રૂવાન થઈ જાય તો પેલાં બધાં રૂવાનો લટકી રહે, કારણ પછી તે આલાંતની વીંટી રદ થઈ

જાય છે, અને નવો વરસ્યાજી (બળદ) આવે નહિ ત્યાં સુધી કાંઇ ક્રિયા થઈ શકે નહિ ! કેવી વાહીઆત વાત ! કેવું શરમાવા જેવું !

મારા અભ્યાસ પ્રમાણે તો હું એ નક્કી વિચાર પર પુગ્યો છું કે એ જરથોસ્તી પુસ્તકો પ્રમાણે તો મનશની (સારા વીચાર), ગવશની (સારી વાણી) અને કુનશની (સારા કર્મ) નીચે વર્ણવવામાં આવેલા કામમાં સમાઈ જાય છે:—

મનશની = અજરથોસ્તીઓ માટે બૂરું ઇચ્છવું !

ગવશની = ઝાડ, પાણી, આતશ, ગોસ્પંદ વગેરેની બંદગી કરવી.

કુનશની = કૂતરાની સેવા કરવી અને મરઘાને ખવાડવું. આપણે જે હાલમાં મગરૂરી લઈએ છીએ કે હઇ તો કોઇને હમારા ધર્મમાં વટલાવતા નથી એ પણ સદંતર ખોટું થઈ રહ્યું છે. એક વેળા જરથો-સ્તીઓની સંખ્યા દુન્યામાં છ કરોડની હતી, તે શું

વટલાવ્યા વગર જરથોસ્તી થયા હતા ? શું જરથોસ્ત-સાહેબે પોતે લોકોને વટલાવ્યા ન હતા ? અરજ઼ંદીઆરને જરથોસ્તી ધર્મ ફેલાવવા શું જરથોસ્ને તેને રૂઈન તન બનાવ્યો ન હતો ? તો પછી લોકો પર એ ધર્મનો દરવાજો બંધ કરનારા ખુદાની નઝરે ગુનાહકાર ઠરતા નથી ? અગર દસ્તુરો પોતાના પેટ ભરવાને ખાતર વંદીદાદમાં માનવાને લોકોને ઉત્તેજન આપે છે, તો પરગરદ ૩, ૪૨ માં એમ સાફ લખ્યું છે કે "જે કોઈ ગુનેહગાર શખ્સ ભલી દીનની પૂછપરછની ખાહેશ રાખતો હોય તો (સજાવાર છે કે) તેને સવાબની મનશનીનો કરીને ભલી દીન ઉપર બેશક કરે કે જેથી તેના ગુનાહની ગુનોબેખ ઊખડી જાય છે." તો તે પ્રમાણે અમલ કરી જરથોસ્તી દીનમાં લોકોને લાવતા કેમ નથી ? વાંસદામાં નવજોત થઈ તેમાં એટલો શોર બકોર મચાવવાની શી જરૂર હતી ? ઊલટું જરથોસ્તીઓએ તો ખુશ થવું જોઈએ. પણ અફસોસની વાત છે કે દુન્યામાં હવે જરથોસ્તી ધર્મ જેવું કાંઈ રહ્યું નથી.

આજે આપણે ક્રિયા કામો કરીએ છીએ એ કાંઇ ધર્મ નથી. આપણી પાસે કોઇ ધાર્મિક કેતાબ નથી. ગાથા, જે કદાચ જરથોસ્તના વખતના હોય પણ તેમાં તો ખુદા પાસે બંદગી સિવાય બીજું કાંઇ નથી. તેથી જરથોસ્તસાહેબ ધર્મ શું લાવ્યા હતા, લોકોને શું કહેવા માગતા હતા, ખુદા તરફથી એમને શું પેગામ મળ્યો હતો તે તો કાંઈ જણાતું નથી. હાલની જે ચોપડીઓ જરથોસ્તી ધર્મપુસ્તકોમાં ખપે છે, તે ઉપરથી તો ખુદા અને શેતાન બંનેને સરખા હક અને તાકાત હોય એમ માલમ પડે છે. યાને અહરેમન (શેતાન) પણ ખરાબ મુલકો, ખરાબ હવા, ફાડી ખાનાર જાનવર, વગેરે બનાવી શકયો છે. સારા મુલકો, સારી હવા, નિર્દોષ ચરંદા અને પરંદા તેમજ માણસજાતને ખુદાએ સરજયા તો પછી આફ્રિકાના માણસખાઉ ઇન્સાન વાઘવરૂઓ કરતાં પણ વધુ ત્રાસદાયક છે તે બી ખુદાએ જ બનાવ્યાં તો ખુદાની પેદા કરેલી ચીજોમાં બી ત્યારે તો ખામી આવી ! બીજું મહુરમઝદ કે જેને જરથોસ્તીઓ ખુદાને

દરજાજે માને છે તેને છ અમશાસપંદોની સાથે ભેગો ગણીને જે મરતબો તથા બુઝરગી ખુદ આપણા પેદા કરનાર એકલાને જ સજાવાર છે તે બુઝરગી અને જલાલ તેના પેદા કીધેલા અમશાસપંદોને બી આપેલી છે ! ( જુઓ આખી ઇજશ્ને, વીસપરદ, યશ્ન.)

બીજું નીતિના નિયમ કરતાં ક્રિયાકામને વધારે અગત્યના ગણેલા છે અને દીલ અથવા અંતઃકરણની પાકીઝગી કરતાં બદનની અથવા શરીરની સફાઇને વધારે જરૂરની માની છે. અને તે સફાઇ બી બળદના મૂતરથી મેળવવી કે જે મૂતર આજે હાલની વિજ્ઞાનની વિદ્યા પ્રમાણે નાપાક અને જંતુઓથી ભરેલી હોય છે. કારણ બદનમાં ચોખ્ખું પાણી પીધા પછી દીલમાં જે મેલ અને કચરો હોય તે પિશાબ થઇને બહાર પડે છે—પછી તે બળદનું હોય કે ઇન્સાનનું. ગુનાહોથી દૂર રહેવા કરતાં, નસાથી દૂર રહેવા બાએ સખત તાકીદ કરી છે અને પાપોથી મુક્તિ પામવાના ઉપાયને બદલે નસાથી (નાપાકીથી) પાક થવાના બેઢંગી

ક્રિયા કાંડો શિખાડ્યા છે !

ક્રિયાનિયમના કાયદા તોડનારને નીતિનિયમના કાયદાનો ભંગ કરનાર કરતાં વધારે ગુનાહકાર ઠેરવ્યો છે. એટલે, ચોર છીનાળ અને ખૂની છટકી જઇ શકે. અને માણસના જાન કરતાં એક કૂતરાનો જીવ વધારે કીંમતી ગણેલો છે. (વંદીદાદ)

આપણા આત્મા અને શરીરની પાકીઝગીની ક્યાને બદલે આપણા નખ અને બાલની ક્રિયા કરવા શીખવ્યું છે ! તથા પેશાબ કરવા પહેલાં કેટલાં ભણતર ભણવા જોઇએ અને કેવી રીતે બેસીને પેશાબ કરવી તે શિખાડ્યું છે ! અક્કલ અને દાનાઇની તાલીમને ઠેકાણે કૂતરા, મરઘા, તથા દેવ દરૂજોનાં ટાહેલાંથી જ ચોપડીઓ ભરી દીધી છે.

હવે જરથોસ્તીઓ જો એમ કહે કે વંદીદાદ, વીસપરદ, વગેરે હમારી ધાર્મિક કેતાબ નથી તો તે પણ મુશ્કેલ થઇ પડવાનું. કારણ અસલના જમાનામાં ઇજશને, વીસપરદ, ગાથા અને વંદીદાદ એ ચારે

દફતરો મળીને એક જ પુસ્તક યાને વંદીદાદના નોસ્કને નામે ઓળખાતો હતો. વંદીદાદનોજ ઇન્કાર કરીએ તો પછી પારસી ધર્મમાં કાંઇ બાકી રહેવાનુંજ નહિ, કારણ હાલના આપણા ધર્મમાં ક્રિયા સિવાય કાંઇ ધર્મ નથી અને તેનો દારોમદાર વંદીદાદ પર જ છે. દસ્તુરોનો આખો વર્ગ એ કેતાબ-થી જ પળાય છે, નહિ તો એ લોક કયારનાએ કોઇ બીજા સારા ધંધા પર લાગી ગયા હતે.

હાલની સ્થિતિ એવી છે કે લોકોને વધારે વહેમી બનાવી તેઓને અજ્ઞાન રાખી, ક્રિયા કામો કરાવવામાં તેઓને ઉત્તેજન આપવું એ હાલના આપણા દસ્તુરોનો ધર્મ છે ! આપણા એ કહેવાતા રાહબરો પોતે જ રસ્તો ગુમાવી બેઠા છે, તો પછી કોમની તે શી દશા ! ઓએ પોતે જ જાણતા નથી કે જરથોસ્ત-સાહેબ કયા જમાનામાં હસ્તીમાં આવ્યા હતા, તેમની ખરી તાલીમ શું છે. તો પછી બીજા જરથો-સ્તીઓ તો શું જાણે ? એ ઘણું વિચારવા યોગ્ય છે. કે શા માટે ખુદાએ જરથોસ્તીઓની એ સ્થિતિ કરી

કે આજે પોતાનો ખરો ધર્મ વટીક જાણતા નથી. શા માટે ખુદાએ સિકંદરના હાથો નહિ રોકયા અને પવિત્ર કેતાબો બળવા દીધી ? ફરી શા માટે ખલીફા ઉમરનાં લશ્કરોને ઇરાન પર ચઢાઇ કરી આપણી કેતાબોનું બીજી વાર નાશ કરાવ્યો ? કેમ કરતાં તે જાહોજલાલીભર્યા જરથોસ્તીઓ કંગાલ આરબોના હાથે હારીને ગુલામીમાં વેચાઇ ગયા ? રાજપાટ જતું રહ્યું અને મુલ્કથી બેમુલ્ક બની હિંદુસ્તાનમાં આશરો લેવો પડયો. શા માટે છ કરોડની વસ્તી ઘટીને એક લાખ થવા પામી અને તેમાં પણ એટલી હદ સુધીની ધાર્મિક અજ્ઞાનતા, કુસંપ અને બદફેલી. શું એ સઘળું ખુદાની મરજી વિરુદ્ધ થઇ શકયું હશે ? હરગેઝ નહિ. ત્યારે આપણી હાલની દશા જ ગવાહી આપે છે કે ખુદાનો કોપ જરથોસ્તીઓ ઉપર ઊતર્યો છે. તે છતાં આંખે પાટા બાંધીને ખોટું ગુમાન રાખવું કે હમે જ ખરા ધર્મી છીએ અને બહેસ્ત તે હમારે માટે જ રીઝર્વડ છે, બીજા સઘળા દુરવંદો છે, અને દોજખમાં જ તેઓનો ઠાર થનાર છે. અગર એ વાતમાં

વજૂદ હોય તો આપણી ફરજ નથી કે બીજા ધર્મવાળાઓને પણ બહેસ્તમાં જવાનો રસ્તો દેખાડીએ? આપણને તે બંધ કરવાનો હક કોણે આપ્યો? એ આપણી રીતિ ભવિષ્યની પૂરી હલાકીની અગમચેતી છે. એ તો ઠીક છે કે બીજા ધર્મવાળાઓ આપણો ધર્મ શું છે તે જાણતા નથી. નહિ તો દુન્યાની હસીમાં આવ્યા વગર રહેતે નહિ.

કહેવાય છે કે ઇરાનથી નાસી આવ્યા તેનું કારણ પવિત્ર આતશનો બચાવ કરવા અને ધરમ સાચવવા અહીં આશરો લેવો પડ્યો. પણ તેનું પોકળપણુંઅી હવે અહેવાલે ઇરાનશાહ નામની ચોપડી જે દસ્તુર મીરઝાંએ લખી છે તે પરથી માલમ પડે છે. ઇરાનથી કાંઇ આપણે આતસ લાવ્યા ન હતા. એ તો નેરીઓસંગ ધવલ અને તેના સાથીઓ જ્યારે હિંદુસ્તાન આવતાં ભરદરિયે તોફાન વચ્ચે સપડાઇ ગયા ત્યારે માનતા માની કે હિંદુસ્તાન પૂગ્યા બાદ તેઓ એક આતશ પજરાવશે. ક્યાં તે

માન્યતા અને ક્યાં આજના બેહૂદા પૈસાનો ધુમાડો ! ગરીબ જરથોસ્તીઓની આંતરડીની આગ ભૂખમરાથી હોલવાઈ જાય છે તેની દાદ કોઈ લેતું નથી, ને એ આગ જેને ખુદાએ મનુષ્યની સેવા માટે સરજેલ છે તેના ઉપર પૈસાનો ધુમાડો કરી પારસીઓ તેના ગુલામ બન્યા છે. જાણે હિન્દુસ્તાનમાં એવી રીતના વહેમો બસ નહિ હોય તેમ ચાલી ચલાવીને હવે તો ઈરાનના આતશો માટે પણ સુખડ અને લોબાન મોકલવાની મૂરખ કોશિશ કરી રહ્યા છે. જરથોસ્તીઓનો તેમાં વાંક બી શું હોઈ શકે ? વંદીદાદમાં જ માણસોનો જાન એક કૂતરાં કરતાં પણ ઓછી કીમતનો ગણ્યો છે તો ભલે ને ગરીબ મરે. વિનાશકાલે વિપરીત બુદ્ધિ.

જ્યારે જરથોસ્તીઓની એવી ડામાડોળ સ્થિતિ છે ત્યારે બહાઈઓ પોતાના આકર્ષિત સિદ્ધાંતો જેવાં કે—માનવજાતની એકતા, સત્યની સ્વતંત્રપણે શોધ, સ્ત્રીપુરુષની સમાનતા, મતાગ્રહો અને પક્ષપાતોનો

ત્યાગ, ધર્મનું વિજ્ઞાન પર રચાવવું, વિશ્વવ્યાપક શાંતિ, વિશ્વવ્યાપક કેળવણી, આત્મિક સદ્ભાવવાળી આર્થિક વ્યવસ્થા, એક વિશ્વભાષા, એક આંતર-રાષ્ટ્રીય ન્યાયમંદિર, એવી અનેક આ જમાનાને અનુસરતી તાલીમોથી જરથોસ્તીઓને પોતાના તરફ ખેંચે તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

આત્મિક ખોરાકની કોટાળીને લીધે જરૂરી બીજા ધર્મો તરફ ઢળે એ અવશ્ય છે. પૂરત ણમાં જ્યાં સુધી એ આત્મિક ખોરાક કામ પાડવામાં ન આવે ત્યાં સુધી દિન પર દિન વધુ અને વધુ ગંભીર થતી જ જશે.

---

પ્રકાશક : નરીમાન મંચેરજી ખંભાત
રેલ્વે કોલોની, મહુ.

મુદ્રક : મણિલાલ ભાણુદાસ પટેલ, ધી સૂર્ય પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા, ફુવારા સામે—અમદાવાદ.